

શ્રી સત્યમેવજયતે

# સંગીત ભંડાર

યાને

# તાનસેનની તાર.

(પ્રાચીન અર્વાચીન ગાયકો, કવિઓ, ભક્તજનો, શાએરોનો પ્રેમ, અને ભક્તિરસ, ગાયનોનો, સંગ્રહ.)

પ્રકાશક

નાનાલાલ [illegible]ધવજી સંગીત માસ્તર.

કરાચી

આ[illegible]ત્ત પહેલી.

પ્રત ૧૦૦૦. (એક હજાર) તા. ૧-૫-૧૯૨૩.

[illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં એ. ખ. સીદ્દીકીએ
છાપ્યું ફ્રીઅર સ્ટ્રીટ, કેમ્પ કરાંચી.

મુખ્ય કપડાની બાઇન્ડીંગ સોનેરી અક્ષરવાળુ
કીંમત રૂા. અઢી ૨-૮-૦

પાકી બાઇન્ડીંગ રંગીન ટાઇટલ પેજ
કીંમત રૂા. બે. ૨-૦-૦



શ્રી સત્યમેવજયતે.

# સંગીત ભંડાર

યાને

# તાનસેનની તાર.

( પ્રાચીન અર્વાચીન ગાયકો, કવિઓ, ભક્તજનો, શાએરોનો પ્રેમ, અને ભક્તિરસ, ગાયનોનો, સંગ્રહ.)

પ્રકાશક

નાનાલાલ માધવજી સંગીત માસ્તર.

કરાચી

આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦. (એક હજાર) તા. ૧-૫-૧૯૨૩.

ધી 'નેશનલ" પ્રીન્ટીંગ પ્રેસમાં એ. ખ. સીધવાએ છાપ્યું. ફ્રીઅર સ્ટ્રીટ, કેમ્પ કરાંચી.

મુલ્ય કપડાની બાઇન્ડીંગ સોનેરી અક્ષરવાળુ

કીંમત રૂા. અઢી ૨-૮-૦

પાકી બાઇન્ડીંગ રંગીન ટાઇટલ પેજ

કીંમત રૂા. બે. ૨-૦-૦

# પેહેલા પારસી લોર્ડ મેયર



મી. જમશેદ નશરવાનજી મહેતા

વિકટોરિયા પ્રીંટીંગ વરકસ. કરાચી

# અર્પણ પત્રિકા.

:o:

કરાંચીના હરદીલ અઝીઝ અને પહેલા
પારસી લોર્ડ મેયર

શેઠજી સાહેબ

શેઠ જમશેદ એન. આર. મહેતાની પવિત્ર સેવામાં
મુ૦ કરાંચી.

:o:

સપુતો અને સાચા સેવકોથી હીંદ માતાનું મુખ ઉજળુ થાય છે. હીંદ માતાના સપુતોમાં આપની ગણત્રી છે અને તે નામને લાયક થવા માટે આપનામાં સર્વે સદ્‌ગુણો છે, તે નીહાળી પ્રજાજન આપના પવિત્ર નામની જય બોલાવે છે.

આપનામાં બંધુભાવ, સ્વદેશ સેવા; બાળકો અને યાચકો પ્રત્યે પ્રેમ ભાવ, નિષ્કલંક જીવન, પારકાના સુખોમાં સુખ અને દુઃખોમાં દુઃખ માનવાની મનોભિલાષા, દુઃખી ગરજાઉ અને ગરીબોને માટે આપના દરવાજા હરનીશ ખુલ્લા રાખવાની જીજ્ઞાસાએ મને આપના તરફ આકર્ષ્યો છે.

જેમ સંગીતમાં દુઃખીયાનું દુઃખ ભુલાવવાની, થાકેલાનો થાક ઉતારવાની અને બીમારને તાજગી આપવાની શકતિ છે, તેજ શકતિ આપનામાં છે, સંગીતના જેવી અતુલ્ય પરોપકારવૃતિ આપનામાં છે, માટેજ આ સંગીત ભંડાર આપને અર્પણ કરવું ઘટે, એવી આ રંક હૃદયની પ્રબળ ઇચ્છા છે, અને તે તૃપ્ત કરવા આ પુસ્તક આપને સ્નેહ પુર્વક અર્પણ કરૂં છું, જે અંગીકાર કરી સેવકના પર ઉપકાર કરશો, એવી પ્રાર્થના કરનાર

આપનો આજ્ઞાંકીત સેવક

નાનાલાલ માધવજી પંડયા.

શોખીન સજ્જનોને નવીન ખુશખબર.

# છપાય છે! છપાય છે!! છપાય છે!!!

પાંચસોથી વધુ ગાયનોનું નવું પુસ્તક

# —જમાનાનો જલસો.—

જેની અંદર અત્રેની તથા મુંબઇની તેમજ હિંદુસ્તાન માંહેની, સઘળી જુની અને જાણીતી ઉર્દુ તથા ગુજરાતી નાટક મંડળીઓના લોકપ્રીય નાટકોમાંથી અતી મધુર પાંચસોથી વધુ ગાયનો ચુંટી કાઢી મોટો સંગ્રહ કરેલો છે તે અમાના તરફથી થોડા દિવસની અંદર છપાઇને બ્હાર પડશે અગાઉથી આશ્રય આપનાર સાહેબોના મુબારક નામો ચોપડી નોપછવાડે છપાવવામાં આવશે

કીમત રૂપીયો એક.

રાજગોર–વેલજી લાલજી
ઠે, ન્યુ મેન્સ ફીલ્ડ
ઇમ્પોર્ટ યાર્ડ કરાચી.

નામો નોંધવાનું સરનામું–
રાજ્યગોર–વેલજી લાલજી તે
ગુલદસ્તા ઉર્દૂ ગાયનોકા રસ્તા, મનોરંજક રસમય અમૃત, નાટય રસ રાગ મંડલ અથવા ગમતની ગુફ્ફા વિગેરે વિગેરેના છપાવનારા

ઠેકાણું.

રાજ્યગોર–વેલજી લાલજી
ઠેકાણું–નાનકવાડા જુનો જેલની પછવાડે
શેઠ ચેલારામ થરૂના માળામાં
મુ૦ કરાચી.

# આ પુસ્તક માટે મળેલા અભિપ્રાય.

**શેઠ માણેકજી દોરાબજી તલાટી.**

લખે છે કેઃ—

મ્યુઝીક માસ્તર મી. નાનાલાલ માધવજીને હું ઘણા વરસ થ ઓળખું છું તેઓ મારી બેઉ દીકરીઓને ઘરમાં મ્યુઝીક શીખવ આવતા હતા અને હાલ મારી દીકરીની દીકરીને ઘરમાં મ્યુઝીક શીખ છે એ઼ઓ મ્યુઝીકનું સારૂ જ્ઞાન ધરાવે છે અને હું પોતાના ''કર ઘરમાં મ્યુઝીક શીખવવા એ નજને બોલાવવા માટે વગર આંચકે ! માબાપને ભલામણ કરૂં છું.

કરાચી, તા. ૨—૪—૨૩

લી.
**માણેકજી દોરાબજી તલાટી.**

---

**પ્રતાપરાય ડી. દવે.**
એમ. બી. ટી.
**પોર્ટ ઓફીસરસ ઓફીસ, કરાંચી.**

લખે છે કેઃ—

હું સર્ટીફાઇ કરૂં છું કે સંગીત શીક્ષક મી. નાનાલાલ માધવજી પંડ જેમના પરિચયમાં હું ઘણા વર્ષો થયાં આવેલ છું, અને મારા પ અનુભવથી લખી આપું છું કે તેઓ પોતે સંગીતનું ઘણુંજ ઉત્તમ જ્ઞા ધરાવનાર તેમજ ઘણીજ ઉત્તમ શૈલી તથા સમજુતીથી શીખવન શીક્ષક છે.

હું સંગીતના શોખીનોને ભલામણ કરૂં છું કે તેમના પાસે સંગીતનો લાભ લેવા ચુકશો નહિ.

લી.
**પ્રતાપરાય ડી. દવે.**

**મીસીસ દસ્તુર ડાક્ટર માણેકજી નસરવાનજી ધાલા.**
**એમ. એ. પી. એચ. ડી.**

લખે છે કેઃ—

"સંગીત ભંડાર" નામનાં પુસ્તકના પ્રગટ કરનાર મી. નાનાલાલ માધવજી છેલ્લાં ૯) વર્ષો થયાં મારી બેટીઓને હારમોનિયમ ઉપર વગાડતા તથા મોઢેથી ગાતાં શીખાડતા આવ્યા છે. આબરૂદાર કુટુંબોમાં ગવાઇ શકે, તેવાજ ગાયનોની ચુંટણી કરવામાં ગાતાં અને વગાડતાં શીખવવાની નિયમીત રીતે તાલીમ આપવામાં અને દરેક રીતે ગાયનના હુનરનો શોખ ઉત્પન્ન કરવામાં એ ભલા શહરથે અમારાં કુટુંબને હમેશ સંતોષ આપ્યો છે. એવા એક અનુભવી શિક્ષકને હાથે રચાયલી ગાયનની ચોપડી ઘણી ઉપયોગી થઇ પડયા વગર રહેશે નહિ, અને તેનાં ગ્રાહક થઇ એમનાં કામને ઉત્તેજન આપવા હું ખુશીથી સર્વેને ભલામણ કરૂં છું.

કરાચી, તા. ૧૧—૨—૧૯૨૩

લી.
**કુંવરબાઇ માણેકજી ધાલા.**

—:o:—

ગૌરીશંકર એલ. ઠાકર.
"પારસી સંસાર" ઓફીસ, કરાંચી.

લખે છે કેઃ—

રા. રા. નાનાલાલભાઇના મુખારવીંદમાંથી સંગીત સાંભળી મ્હને તો એમજ સુજી આવ્યું કે હું પણ સંગીત શાસ્ત્રી કાં ન થયો ? મ્હને તો એમની પેલી આશાવરી—"તમારાં શા કરૂં સનમાન" વાળી આર્ય નીતી દર્શક નાટક મંડળીમાં" સ્વદેશ સેવાના નાટ્ય પ્રયોગમાં પ્રસીદ્ધી પામેલી આશાવરી મી. નાનાલાલભાઇના મ્હોડેથી સાંભળી હું ઘણોજ ખુશી થયો છું, વળી એવા ઘણાજ રસપ્રીય, આલ્હાદજનક ગાયનો તેઓ સંભળાવે છે કે જેથી સંગીત શીખવાની શરૂઆત એમને ત્યાંથીજ કરવાની ઇચ્છા ઉદભવે.

કરાચી, તા. ૨૫—૪—૨૩.

લી.
ગૌરીશંકર એલ ઠાકર.

## રતનજી બેરામજી એદલજી.

લખે છે કેઃ—

મ્યુઝીક ટીચર માસ્તર નાનાલાલ માધવજી જેઓ હમારે એ ત્યાં ઘણાં વર્ષ થયાં સંગીતનું શિક્ષણ આપવા આવે છે. હું ખાત્રીથી લખી આપું છું કે તેઓ ઘણા હુશીઆર અનુભવી તેમજ ઉંચી પધતિથી શીખવે છે.

સર્વે ભાઇઓને હું ભલામણ કરૂં છું કે તેઓના પાસેથી સંગીત શીખવાનો લાભ લેવા ચુકશે નહિ.

કરાચી, તા. ૨૮–૪–૨૩.

લી.
રતનજી બેરામજી એદલજી.

---

## રેવાશંકર મોતીરામ

મેનેજર "પીકચર હાઉસ" કરાચી.

લખે છે કેઃ—

સીનેમામા યુરોપીઅન ફીલમ પીયાનોથી શોભે, અને દેશી ફીલમ હાર્મોનીયમ અને જોડીથી શોભે, દેશી ફીલમમાં યુરોપીઅન ફીલમ જેવા ટેસ્ટનું સગીત, માસ્તર નાનાલાલે હાર્મોનીયમની અવનવી રાગ રાગણીયો અને સુરોથી પુરૂં પાડી અમારા સીનેમાની રોનકમાં અદભુત વધારો કર્યો છે. તે ઉપરાંત ખાનગી ટયુશનમાં નવા શીખનારને સંગીતમાં જલદી તૈયાર કરવાની અજબ તરકીબ ધરાવે છે. હમો એના હુન્નરનો લાભ લેવાનો હરેક કુટુંબને ભલામણ કરીએ છીએ.

કરાચી, તા. ૨૮–૪–૨૩.

લી.
રેવાશંકર મોતીરામ.

**દારબસાહ પે. રાગીના.**

મેનેજર "સ્ટાર સીનેમાં" માદન થીએટરસ લીમીટેડ કરાચી.

લખે છે કેઃ—

કરાચીના જાણીતા અને અનુભવી સંગીત શીક્ષક માસ્તર નાનાલાલ માધવજી જેમણે અમારા સ્ટાર સીનેમાની દેશી ફીલમોની અંદર હરેક વખતે સંગીતનું કામ ઘણુંજ સારૂં કરીને અમારે ત્યાં જોવા આવનારને ખુશી કર્યાં છે અમો ખાત્રીથી લખી આપીએ છીએ કે માસ્તર નાનાલાલ સંગીતનુ સારૂં જ્ઞાન ધરાવે છે.

કરાચી, તા. ૨૪—૪—૨૩.

લી.

દારબસાહ પે. રાગીના.

---

**શેઠ સોરાબજી અરદેશર હીરજીકાકા**

લખે છે કેઃ—

હું ખાત્રીથી લખી આપું છું કે મ્યુઝીક ટીચર મી. નાનાલાલ માધવજી અમારા કુટુંબમાં અમારા બચ્ચાઓને હાલમાં સાત આઠ વર્ષ થયાં શીખવવાનું કામ કરે છે. તેઓ ઘણાજ મીલનસાર સ્વભાવના અને પ્રમાણીક ગ્રહસ્થ છે. અને મ્યુઝીક ઘણુંજ સારી રીતે શીખવી શકે છે.

હું સર્વે ભાઇ બહેનોને ભલામણ કરી શકુ છું કે તેમના પાસેથી સંગીતનું જ્ઞાન લેવા ચુકશો નહિ અને તેઓએ સંગીત ભંડાર નામનું પુસ્તક બનાવેલ છે તે ખરીદીને તેમને ઉત્તેજન આપશો.

કરાચી, તા. ૧૮—૨—૨૩.

લી.

શેઠ સોરાબજી અરદેશર હીરજીકાકા દુબાશ મેનસન.

શેઠ કાવશાહ સોરાબજી લોયર.

શેઠ અરદેસર નસરવાનજી મીનવાલા.

ઝોરાસ્ત્રીયન કલબ કરાચી.

લખે છે કેઃ—

મી. નાનાલાલ માધવજી સંગીત માસ્તર જેઓ કરાંચીની જાહેર પ્રજામાં અને ખાસ કરીને પારસી કોમમાં સંગીત કેળવણી આપવામાં પ્રખ્યાત થયા છે અને જેવણે આસરે ૧૩ સાલ દરમ્યાન પોતાના જાતી બળથી કરાંચીના સંગીતના શોખીન સજ્જનોને પોતાના જ્ઞાનનો લાભ આપી વીખ્યાતી મેળવી છે તેવણ તરફથી **સંગીત ભંડાર યાને તાનસેનની તાર** કે જેમાં પ્રખ્યાત ગાયકો, કવિઓ, અને ભકતજનોનો ભક્તિભાવ અને સંગીત રસ સમાયેલોછે તે ચોપડી બાહેર પાડી શોખીન સજ્જનોની સેવા બજાવી છે તે માટે અમારી ખાતરી છે કે એવણને શ્રી કરાચી તેમજ બાહેર ગામના સંગીતના શોખીનો તરફથી ઘટતું ઉત્તેજન મળશે.

અમારી કલબમાં થએલા અનેક જલસાઓ વખતે એ ભાઇએ પોતાથી બનતી મદદ આપવાને કદી પણ ચુકયા નથી એ ઉપરાંત કલબના અનેક સભાસદોના કુટુંબીઓને ઘરમાં કેળવણી આપી સંગીત વિદ્યામાં બાહેર પાડયા છે. અમે ઉમેદ રાખીએ છીએ કે એ ભાઇ પોતાનો નેક હેતુ ચાલુ રાખી ભવીષ્યમાં પણ બનતો લાભ આપતા રહેશે.

**સંગીત ભંડારની** ગોઠવણમાં પ્રથમ સ્વરમાળા સાથે વાજીંત્રો અને ગાયનો ઉપર કાબુ કેમ મેળવી શકાય તેની અનેક રાગ રાગણીઓના ગાવાના ટાઇમ વિષે ખુલાસાથી સમજણ આપી છે કે જેથી નવા શીખ-નારાઓને પણ ઘણી સહેલાઇથી રાગણીઓની ખુબીની સમજણ આસાનીથી મળી શકે. એ ઉપરાંત ચોપડીના બીજા ભાગમાં **સંગીત શણગાર યાને આબદાર ગોહરના** મથાળાં સાથે સુમારે ૧૫૦) ગાયનો જુદી જુદી જાતીની રાગ રાગણીઓ પ્રખ્યાત નાટકોમાંથી ચુંટી કાઢી ગાયનના શોખીનોને શીક્ષણ ઘર બેઠા પુરા પાડી ઉમદા તક આપી છે.

મી. નાનાલાલે આ ૨૭૬ પાનાનો સુંદર ગ્રંથ જે ઘણી જાતી મહેનત અને ખરચના ભોગે બાહેર પાડયો છે તેનો લાભ દરેક સજ્જનો અને ખાસ કરીને પારસી કુટુંબો લેવાને ચુકશે નહી એમ અમો ખાતરીથી માનીએ છીએ.

કરાચી, તા. ૧૮–૫–૨૩.

લી.

શેઠ કાવશાહ સોરાબજી લોયર.

શેઠ અરદેસર નસરવાનજી મીનવાલા.

---

: રૂસ્તમજી પેસતનજી રબાડી.

મેનેજર અને માલેક

આર. પી. રબાડી સ્કુલ કેમ્પ કરાચી.

લખે છે કેઃ–

માસ્તર નાનાલાલ માધવજી પંડયા કે જેઓ છેલ્લાં ૧૪ વર્ષ થયાં અત્રે કરાચીમાં અને મુખ્યત્વે પારસી કોમમાં, સંગીત માસ્તરનું કામ કરે છે; તેઓના હમેશના ગાઢ સંબંધમાં હું આવેલો છું. અને મને લખી આપતાં અતિ હર્ષ થાય છે કેઃ–તેઓ એક હુશિયાર સંગીત શિક્ષક હોવા ઉપરાંત સાલેસ, પ્રમાણિક, મિલનસાર, અને સમ્પુર્ણ ભરૂસો રાખવા લાયક ગ્રહસ્થ છે.

સંગીત શીખવવાની તેમની પદ્ધતિ, અને જ્ઞાન ખરેખર દીલ પસંદ છે; તે ઉપરાંત સંગીતનું શાસ્ત્રિય જ્ઞાન ઉમદાપ્રતિનું ધરાવે છે. મારી સ્કુલના અનેક મેળાવડાઓ ફતેહમંદ થવાનું માન હમેશા તેઓને ભાગે આવતું રહ્યું છે. વળી મારાં બચ્ચાઓને સંગીત શીખવવામાં તેઓએ અનેક પ્રસંગે, અનેક પ્રકારની કાર્ય કુશળતા બતાવી છે

આવા ગ્રહસ્થના આટલી મુદ્દતના ફળ સ્વરૂપે જે પુસ્તક બહાર પડે તે ઉપયોગી, સંગ્રહ કરી રાખવા લાયક, અને માર્ગ–દર્શક હોય એમ કહેવાની આગ્રેજ જરૂર ધારૂં છું.

કરાચી, તા. ૧૯–૫–૨૩.

લી.

રૂસ્તમજી પેસતનજી રબાડી.

# ➳ પ્રકાશકના બે બોલ. ➳

આધુનિક કાળમાં સંગીતનો શોખ પ્રત્યેક મનુષ્યને ઘણીજ રસ પ્રીય દાયક રીતે લાગતો હોવાથી સમયને સાંધી સંગીત સંબંધી જે કાંઈ ખુબીનો ખ્યાલ જાહેર આલમના હૃદયમાં મુકવામાં આવે તો અંતરના હર્ષોદગારમાં કાંઇક વૃદ્ધિ થવા પામે, નિમોલય અને મંદ ગતિ ભોગવતા જીવને કાંઇક શાંન્તિ મળે એવા ઉદ્દેશથી મ્હેં સંગીત વાધના શોખીનોના શોખમાં વધારો કરવા આ પુસ્તક બહાર પાડયું છે

પ્રાચીન કાળમાં–કહો કે જુના વખતમાં જ્યારે રાગ રાગણી સાથનું સમયને અનુસરતું સંગીત રજુ કરવામાં આવતું ત્યારે તે તે વખતના વિચારનું ભાન કરાવતું હતું; દાખલા તરીકે ગમગિની જેવા પ્રસંગમાં માત્ર કરૂણા રસીક સ્વર અને આલાપ સાથનું ગાયન ગાઈ શ્રોતાઓની આંખમાંથી ગોયા ચોધાર આંસું પડાવવામાં આવતાં. અને કાંઇક નવી ખુશાલીનો પ્રસંગ પેદા થતોતો તે વેળાએ આનંદ દાયક અને રમુજી સંગીતના સરોદોથી સાંભળનારાઓને ગોયા આનંદમાં ઝોંકા ખવરાવવામાં આવતાં. એટલુંજ નહી, પણ સમય અને અવસરની ખુબીને ખ્યાલમાં રાખીનેજ સમયાનુળ વાજીંત્ર સાથે રમુજ ઉત્પન્ન કરે અને દીલને રંજીત બનાવે એવાં સંગીતથી દરેકને રીઝવવામાં આવતાં હતાં. રાજા મહારાજાઓ, અને બાદશાહો ગવૈયાઓને પાસે રાખી ગાન તાનની ધમાલ અહોનિશ મચાવી મુકતા તે શા કારણે ? કારણ માત્ર એટલુંજ કોઈક વેળા એવા પણ પ્રસંગો આવવા પામતા

કે રાજ્યધિકારીઓને લડાઈ જેવા મહાન વિગ્રહમાં લડવાને કમેર કસવી પડતી તેઓનાં અંતઃકરણથી સારંગીના તાર ઢીલા પડી જતા, હાંઝાં ગગડી જતા, ત્યારે આત્રા ગાનતાનની રમુજ ચખાડનારા ગવૈયાઓ તેઓને ગાયન સગીંત સંભળાવી સમજાવીને ઉત્સુક બનાવતાં તેઓ હથિયાર બંધ થઇ સામે ધસી પડતા અને મારો—કાપોની ગર્જના કરવામથી જતા,

આ કાંઈ તેની અસલી શુરવીરતા ન હોતી પણ સંગીત સાસ્રીઓનાં ભેજામાં રહેલું સંગીતનું તેજ તેઓના દીલમાં અચોટ છાપ બેસાડી દેતું કે જેના પ્રતાપે તેઓ લડવામાં પાછી પાની કરતાજનહી હાર—જીત સંગીતનેજ આભારી થઇ પડની.

તેથી કહીશ કે, સંગીત એક એવી ચીજ છે કે જેના ધ્વનીના વેગથી દુઃખીના દુઃખ દરૂ થાય છે, અને નોંગળ અને સતેજ કરે છે. સંગીત, અરે સંગીતમા રહેલું ગૌરવ અને તેની મઝા જેણે ચાખી છે, તેઓ તો તેમાંજ સ્વાદ લે છે, એટલુંજ નહી, પરંતુ તેનોજ ધુન પાછળ મચ્યા પચ્યા રહે છે કેટલાકોએ તો સંગીતનો છેડો લાવવાની જહેમત ઉઠાવી તેની શોધ માટે ફકીરી લીધી છે. ત્યારે કહો કે સંગીતથી શું ન થઇ શકે ?

દરેક ધર્મના સુત્રોમાં જે કાંઈ તત્વ છે તે શું બતાવે છે? દાખલા તરીકે, ખુદા, ઈશ્વર કે મહાન પયગમ્બરો પાસે હાથમાં પુલોના હાર તોરા લઇ, પગની એડી ઉંચી કરી, ગરદનને તીરકસ રાખી, માથે સોનેરી મુગટ રાખી યાતો બાલ ખુલા રાખી, શ્રી પરમાત્માને વધાવી લેવા આવની પરીઓના ચીત્રોની ધ્યાનપુર્વક હાલત જોશો તો તમને ચોક્સ સમજાસે કે તેઓ ગાન અને નૃત્ય કરતી રીઝવવા માટેજ ખડી થઇ છે.

અને એકાગ્રતાવંત જીવને સૃષ્ટીનું યાને ખાકી ખલકનું ભાન પણ તેવાજ નૃત્ય ગાનથી થાય છે.

હીંદુ ધર્મ શાસ્ત્રમાના મુદ્દા તરીકે જુઓ તો શંકરની તપશ્ચર્યા વખતે ભીલડીએ પણ શંકર જેવા મહાન પ્રતાપી અને તપસ્વીની તપશ્ચર્યાનો ભંગ પણ તેવાજ ગાનતાનથી કરાવ્યો હતો.

આવા આવા અનેક જાતીય દાખલા દલીલો સંગીતની મજાહ અને ખુબી માટે મશહુર છે. ટુંકી રીતે કહેતા હું માત્ર એટલુંજ કહીશ કે—

સાહિત્ય, સંગીત કળા વીહીન;
શાક્ષાત્ પશુ; પુચ્છ વીશાણહીન.

એટલે જે કોઈ જવાંમર્દ યાને સ્રી સાહીત્ય એટલે વાંચન સંગીત તેમજ હુન્નર નથી જાણતાં તેઓ વગર પૂછડાના પશુ સમાન છે. એટલે તેઓને ચાર પગવાળાં જાનવર સમાન ગણવામાં આવે છે. માત્ર પુછડાનો તફાવત છે–તો પછી સંગીતની મોજ મેલવી દીલને શા માટે આરામ ન આપવો ?

વધારે ટાહેલું નહી કરતા, હું કર્તા તરીકે મારી ફરજ સમજી મારીઆ રસપ્રીય અને ઉપયોગી પુસ્તક વિષે 'બે બોલ' કહેવાની રજા લઉં છું.

લેખકે સંગીતના દરેક દરેક શોખીનો માટે અને વળી સંગીત શીખવાની શરૂઆત કરવા ઇચ્છા રાખતાં દરેક સ્રી પુરૂષોને આ ૨૫૨ પાનાનું એક દળદાર પુસ્તક રજુ કરૂં છું, જેમાં રહેલી ખુબી તેનું અવલોકન કરવાથી સારી રીતે જાણ થશે.

વધુમાં સેવક તમારો એ પણ જણાવવાની રજા લે છે કે, અઠાવીસ વરસના લાંબા અનુભવ પછીથી, સંગીતના કેટલાંએક સંશોધનથી આંય પુસ્તકને રચવામાં આવ્યું છે, અને નકલી તથા એબ લગામણી સંગીતની પદ્ધતિને ટાળવાને અને તે સર્વાંશે નાબુદ થાય એવા ઉત્સાહથી આંય પુસ્તકમાં સમાયલી ગાયનોની તરજો, રાગ રાગણીઓ. વિગેરે અચ્છી રીતે ગોઠવવામાં આવી છે, કે જેથી સંગીનોના શોખીનોને પણ કાંઈક અજબ જાણવાનું મલે.

વધુમાં સેવક જણાવવાનો રજા લે છે કે હું જ્યારે ૧૯૧૦ના સાલથી કરાચીમાં આવ્યો ત્યારથી તે અત્યાર વેરના અરસા દર મ્યાનમાં મને પારસી સજ્જનો અને સન્નારીઓ તરફથી પાર્ટીઓ, મેળાવડાઓ અને ગમ્મતોમાં વારંવાર બોલાવી ઉદાર આશ્રય આપવામાં આવ્યો છે તેઓનો અને ખાસ કરીને મ્હારાં ખરા મદદગાર મારા રાહબર **શેઠો જમશેદ એન. આર. મહેતા, અને જહાંગીર એફ. પંથકી** કે જેઓજ મને પોતાનાથી બનતી તન, મન, અને ધનથી સ્હાય આપી છે તે માટે હું તેઓ શેઠોનો ખરાં અંતઃકરણથી આભાર માનવાની તક લઉં છું.

મારી અઠાવીસ વરસની કારકીર્દીમાં પારસી કોમમાં થતા જલસાઓમાં અને અનેકવાર બોલાવવામાં આવવા ઉપરાંત વોર કોનસર્ટમાં પણ મને બોલાવી ઘાયલ થયલા સોલજરોને સીપાઓને મ્યુઝીકની મજાહ ચખાડવામાં આવતી હતી કે જથી તેઓને થયલા જખમોના દુઃખ દફે થાય.

અંતમાં હું, મ્હારા દરેક નેકરાહગર ઉદાર આશ્રય આપનારનો આભાર માની વધુમાં ધી "નેશનલ" પ્રેસના

માલીકને, તેઓએ મને આ પુસ્તક છાપવામાં જે કાંઈ મદદ દીધી છે તે માટે તેઓને પણ મારા ખરા જીગરથી આભાર માનું છું. અને શ્રી પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ આ સંસારમાં નષ્ટપ્રાય થઇ ગયલા જીવોનાં જીગરમાં સંગીતના ઝમકારા વીજળી મીશાલ લગાડ કે જેથી તેઓમાં તેનો શોખ દીનપ્રતીદીન વધવા પામે, મારી આ પુસ્તકની કાર્ય સફળતા ત્યારેજ હું માનીશ કે જ્યારે તેને સમજી, તેમાં રહેલી ખુબીને ન્યાહારી દરેક સ્ત્રી પુરૂષ તેનો આસ્વાદ ચાખી તેને સર્વાંસે માન્ય રાખે ! !—અસ્તુ ! ! આમીન ! !

તા. ૧૩–૨–૨૩.
મહા શિવરાત્રિ સં. ૧૯૭૯

લી. સેવક,
નાનાલાલ માધવજી
પંડ્યા કર્તા.



# પ્રસ્તાવના.

સંસારની ગતિ વિચિત્ર છે. જ્યાં જ્યાં અસલીયત પોતાના સાચા સ્વરૂપમાં દર્શન દે ત્યાં ત્યાં નકલીયત પોતાનું નામ અમર કરવાનો પ્રયત્ન કરે. આ હાલત અનાદિ કાળથી ચાલી આવે છે. અસલીયત ઈશ્વર કૃત હોય છે, અને નકલીયત મનુષ્ય કૃતય હોય છે. અસલીયતમાં ઈશ્વરના અચળ નીયમો અને મધુરતા અપુર્વ હોય છે ત્યારે નકલીયતના નિયમો ત્રુટીવાળા અને કઠોરતાથી ભરેલા હોય છે. આ રહસ્ય સંસારની હરએક ચીજમાં દષ્ટિગોચર થાય છે. પ્રભુની દરેક પ્રસાદીમાં આધુનીક સમયમાં નકલીપણાએ મીઠાસ અને મહોબ્બતનો લોપ કર્યો છે, તેવીજ રીતે પ્રભુ માર્ગને સાધવાવાળી ગાયન કળામાં પણ નકલીપણાએ કેટલો પાઠ ભજવ્યો તે જાણવું અતિ આવશ્યક છે. સંગીતનું અસલીયત જાણવા માટે તેનો અર્થ અને ઉત્પત્તિ જાણવાની જરૂરી છે. સ્વરના નિયમ પ્રમાણે ગાઈ બજાવી તથા નૃત્ય કરી જાણવું તેને સંગીત કળા કહે છે. સૃષ્ટી આદિમાં પરમાત્માએ પ્રાણી માત્ર અને અન્ન ફળાદી ઉત્પન્ન કર્યા. શરીરના પોષણ માટે અન્નફળાદી તૈયાર રાખનાર પરમાત્મા શરીરધારી આત્મા માટે ખોરાક અને બળદાયક વસ્તુ પેદા નહીં કરે એ કેમ બને ? સાકાર શરીર માટે સાકાર વસ્તુ અન્નફળ બનાવ્યા તો, નીરાકાર આત્માની પુષ્ટિ અને

આનંદ માટે નીરાકાર નાદ ઉત્પન્ન કર્યો. એજ નાદની સહાયથી સૃષ્ટી ઉત્પત્તિ સાથે અગ્નિ આદિત્ય, વાયુ અને અંગીરા રૂષીએ ચતુર્વેદ ગાન કર્યું

પછી તે ગાન વીણા સાથે નારદે કર્યું પછી સરસ્વતીએ વીણા સાથે ગાયું પછી કૃષ્ણભગવાને મોરલીની તાન સાથે નૃત્ય સહીત કાળીનાગના માથા પર ગાયું.

અને તે પછી કૃષ્ણ મોરલીની ધુનમાં મસ્ત અસંખ્ય ગાયકો અને ઉસ્તાદોએ અનેક વાજીંત્રો સહીત આખા હીંદુસ્તાનમાં ગાયું.

અસલ સંગીત ત્રણ વર્ગમાં હતું ગાયન, નૃત્ય, અને વાજીંત્ર જે શાસ્ત્રના નિયમે રાહ અને તાલસર ગવાય તે ગાયન; જેમાં નિયમબંધ સેંકડો, રાગ રાગણીયો સહ પરીવાર છે નૃત્ય,—મહાદેવે ઉપજાવેલું તાંડવ, પાર્વતીએ કહાડેલું લાસ્ય નૃત્ય, એના ભાવ રીતી અને ગત વિધવિધ છે, વાજીંત્ર, ત્રણ પ્રકારનાં ધાતુ તાંત અને હવાવાળાં. એ ત્રણેની એકાગ્રતા તે સંગીત કહેવાય. અસલ સંગીત કળાવાન પુરૂષોના હાથમાં હોવાથી વૃધ્ધિ ગત થયું; પણ અનેક આપત્તિઓસર સંગીત પેટ ભરવાનું સાધન થયું અને પેષાખોર અને હલકી કોટીની સ્રીઓની રખે વાળીમાં ગયું, પણ તે નકલીજ; અસલ સંગીત તો ગોપાળ નાયક, બૈજુ, સોહંગ, તાનસેન, જાનખાન, મદનરાય, વિગેરે ઉસ્તાદ અને ગાયકોએ, સૂરદાસ, નાગર ભક્ત, નરસીંહ મહેતો, મીરાંબાઇ, કબીરભકત, આદિ ભક્તોએ, સૈકાઓ સુધી પોષી વડીલોનો વારસો જાળવ્યો; અને ત્યાર પછી દેશમાં અંધાધુંધી અને વિદ્યા અંધકારના સમયમાં આદિત્યરામ,

મુળજી વ્યાસ, નાયક ડાહ્યાભાઇ શીવરામ, વિશ્નુ દીગંબર, માસ્તર દામોદર જગજીવન, ગણપતરાવ બરવે, વિશ્નુ ભારત ખંડે, પ્રોફેસર મૌલાબક્ષ, મહમદ હુશેન, પ્યારા સાહેબ, ગોહરજાન, આદિ સંગીત શાસ્ત્રીઓએ પ્રચલીત જમાનામાં હીન્દી સંતાનોને સાચા સંગીતના રસીયા બનાવ્યા.

નાટયકારોએ પણ સંગીતને પ્રજ્વલીત કરવામાં અને પ્રજાને સંગીતમાં રસ લેતી બનાવવામાં અમુક હદે ઠીક હીસ્સો આપ્યો છે તે નાટક લેખકોમાં શાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી, વાઘજી આશારામ, મુંબઈ ગુજરાતી નાટક મંડળી, કાવસજી ખટાઉ, બાલીવાલા, ઇમ્પીરીયલ નાટક કંપની, આર્ય નૈતિક નાટક તથા વાંકાનેર નાટક કંપની, અને લક્ષ્મી કાન્ત નાટક સમાજના મેનેજરો ગુજરાતમાં આગળ પડતા છે

દીલગીરી સાથે લખવું પડે છે કે ચંદ્રની ખુબસુરતી તેના ઉપરના ડાઘોથી કલંકીત થઇ છે તેમજ નાટકોના ગાયનો મોટે ભાગે સંગીતથી અનભિજ્ઞ પ્રજા વર્ગને સંતોષવા લખેલ હોવાથી સંગીતના નિયમ વિરૂધ્ધ ત્રુટીવાળા અને સાચા સંગીતને કલંકીત કરવાવાળા હોય છે અને સંગીતના જ્ઞાતા અને રસીયાઓને નિરાશ કરનારા હોય છે, જેમ કાદવ અને કોયલા-માંથી મોતી મળે છે, તેમજ હિન્દ દેશના સદ્ભાગ્યે દેશનાં અંદરની વસ્તીમાં રહેવા, મેરાશી અને કથકોએ, પણ સંગીતને જાળવવામાં અને ગામડાની અનપડ પ્રજાને સંગીતનું ભાન કરાવવાને ઠીક પરીશ્રમ લીધો છે, આ સંગીત ભંડારના લેખકનો મુખ્ય હેતુ અસલી અને નકલી સંગીત પ્રજા સમક્ષ તેમના ખરા સ્વરૂપમાં રજુ કરવાનો છે, અને તેની પુરી સમજણ પડે તે ખ્યાલથી સંગીતની ઉત્પત્તી, ઈતિહાસ,

વ્યાખ્યા, રાગોના પરીવાર, વાજીંત્રોના વર્ણન, નૃત્યની સમજણ, ઉસ્તાદોની નામાવળી, રાગોની સમજણ, રાગ બતાવનાર ગાયનોના મથાળા અને સંગીતની ઢબ વિગેરે વિગતવાર સરળ ભાષામાં આલેખેલું છે. તેની સમજણ વાંચનારને પુસ્તક પર ધ્યાનપુર્વક નજર નાખવાથી પડશે.

આ પુસ્તકમાં અમોએ સંગીત પધ્ધત્તી અનુસાર, રાહ, તાલવાળા ગાયનો ઉપરાત નાટકોના ઉટપટાંગ રાહવાળા અમુક ગાયનો લીધા છે, તે નાટકની રસીલી આલમની જુજ વ્યક્તીઓ માટે તેના રસને પોષવા ખાતરજ છે. તે ચુંટવામાં અમોએ ખાસ સંભાળ રાખી છે, કે તેમાં કોઇ અશ્લીલ મર્યાદા રહીત નહીં હોય.

ગ્રંથનું અવલોકન કરતાં વાંચકને માલમ પડશે કે સઘળાં ગાયનો, પુરૂષ, સ્ત્રી, યુવાન, વૃધ્ધ, ભણેલ, અનપડ, તેમજ સંગીતના જાણુ, અને અણુજાણુને એક સરખો આનંદ આપનારા છે; તેમજ હરેક પહોર, સમય અને રૂતુને અનુકુળ ગાયનો, નિતિ, ભકિત, અને શૃંગારને લગતા દીલપસંદ વિષયો વાંચનારને સંગીતનો શ્રંગારી બનાવવા ઉપરાંત આત્માને ભીતરની પ્રેમ જ્યોતી જગાવવા વાળાં છે.

સંગીત વિષય ઘણોજ વિશાળ છે, અને તેમાં પ્રકાશક એક ચંચુજ મારી શકયો છે; અને તેની ચાંચમાં, હાલ તો સમાયું તેટલું રસીક વર્ગની સ્હામે અપર્ણ કર્યું છે.

પણ જો કદરદાન ગ્રાહકો અને સંગીતના પ્રેમીયો તરફથી ઉત્તેજન મળશે તો, આગળ ઉપર પ્રકાશકનો વિચાર સંગીતની તાલ બાબત, વિશાળ અને વિધિ પુર્વક બીજા ભાગમાં

લખવાનો છે. તાલનો વિષય ઘણોજ વધી જાય તે ડરથી, એ વિષય આ પુસ્તકમાં લેવું ઉચિત્ત સમજાયું નથી. ઈશ્વર ઇચ્છા બળવાન છે સંગીત વિષયની અભિવૃધ્ધિ અર્થે પ્રકાશકની સેવા પ્રભુને મંજુર હશે તો સેવક પોતાના પુર્ણ બળથી સંગીત સેવકોના ચરણુમાં આ ગ્રંથનો બીજો ભાગ રજુ કરશે અને તે પરત્વે જગત્નિયંતા પ્રકાશકને બળ દે તેજ હૃદયની યાચના છે.

સંગીત ભંડારની ઓળખ અને હેતુ અમોએ સ્નેહ પુર્વક વાંચક વૃંદ પાસે રજુ કરી છે, તેમાંથી સુજ્ઞ પાઠકો, મનગમતી ચીજ પોતા માટે અંગોકાર કરશે. અને પ્રસ્તાવનાની ભુલચુક માફ કરશે એવી આશા રાખનારઃ—

(દાકટર) કે. બી. પટેલના

વંદેમાતરમ્



# ❦ સંગીતની મહત્વતા. ❦

ભગવાન, નારદજીને ગીતામાં કહે છે કે,

ના હું વસામી વૈકુંઠે, યોગીના હૃદયે રવૌ
મદભક્તા; યત્ર ગાયન્ત્રી, તત્ર તીષ્ટામી નારદ

અર્થઃ—હું વૈકુંઠમાં નથી, યોગિઓના હૃદયમાં પણ નથી પરંતુ જે ભક્ત મારા ગુણોનું ગાયન ભજન કરે છે, તેમનાજ હૃદયમાં છું, એ કારણથી ઇશ્વરને પ્રાપ્ત કરવાના જેમ યોગ ભક્તિ, જ્ઞાનાદી, અનેક સાધનો છે તેમ આ સંગીત પણ એક સહેલું પવિત્ર અને દૈવી સાધન છે, તો એ સાધન દ્વારા દરેક મનુષ્યોએ યથા શક્તિ મોક્ષનો માર્ગ મેળવી લઇ પરમાત્માને અને આત્માને ઓળખી કૃત કૃત્ય થવું—

સંગીત રત્નાકર નર્તના ધ્યાય.

ચ્યરી રચત્ર, થમિદં, ધર્મ કામાર્થ મોક્ષ દમ
કીર્તી પ્રાગલભ્ય, સાભાગ્ય, વૈદ ગ્ધ્યાના પ્રવર્દ્ધનમ
ઐાદાર્ય સ્થૈય ધૈર્યાણાં, વિલાસસ્યચ, કારણુમ
દુઃખાર્તિ, શોક નિર્વેદ ખેદ, વિચ્છેદ કારણુમ
અપિ બ્રહ્મ પરા નન્દાદિ દરાભ્ય ધિકં ધ્રુવમ
જહાર નારદા દિનાં ચિતાની કથમન્યથા—

ભાવાર્થ—ધર્મઅર્થ, કામ અને મોક્ષને આપનારૂં કીર્તિ શાસ્ત્રમાં પ્રગલ્ભતા, પ્રૌઢતા, સૌભાગ્ય લોક વિષયક, ચતુરતા વધારનારૂં તેમજ ઉદારતા સ્થિરતા ધૈર્ય અને

વિક્ષાભના કારણ રૂપ, એવું ત્રણ પ્રકારનું (ગાયન, વાદન નર્તન) સંગીત તે દુઃખ પરિતાપ, શોક, ચિતની શુન્યતા વથા એહને કાપી નાખે છે. એ સંગીતનો, આનંદ પર બ્રહ્મના આનંદથી પણ અધિક છે, કારણ એમ જો ન હોત તો પરમ વૈરાગ્ય શાલિ મહાત્મા, નારદ જેવા યોગીઓના પણ ચિત્તને તેણે કેવી રીતે વશ કરી લીધાં.

## ગાયન.

સંગીતમાં સૌથી ઉપયોગી વિષય ગીતનો છે. તે સ્વતંત્ર વિધા છે, એ વિધામાં ગાવાના નિયમોનો સંગ્રહ કરવામાં આવે છે. ગીતનું બંધારણ નાદ ઉપર છે.

## વાદન.

ગાયનથી ઉતરતો વિષય વાધનો છે તે પણ એક સ્વતંત્ર વિદ્યા છે, એ વિધામાં અનેક જાતના વાધો, (વાંજા) કેવી રીતે વગાડવાં એના વિષયોનો સંગ્રહ કરેલો હોય છે વાધોના નીચે પ્રમાણે ચાર વર્ગો, વિદ્વાનોએ પાડયા છે

(૧) તતવાધ—જે વાજીંત્રોને તાંત અથવા તાર ચઢાવી વગાડવામાં આવે છે, તેમને તત વાધ કે તંતુ વાધ કહે છે, જેમ કે તંબુરો, સીતાર, તાઉસ, દીલરૂબા, પીયાનો, સારંગી, વગેરે વાદ્યો તાંત અથવા તાર ચઢાવી વગાડવામાં આવે છે, તેમને વતવાધ કહે છે.

(૨) સુષિરવાધ—જે વાજીંત્રોને કાંણા પાડી તેમને મુખની ફુંકથી અથવા પવન ભરીને, વગાડવામાં આવે

છે, તેમને, સુષિરવાદ્ય કહે છે, જેમકે શરણાઈ, વાંસડી મોરલી, મહુવર, ભુંગળ, શંખ, રણશીંગુ, બ્યુગલ, ફ્લુટ, હારમોનીયમ, વગેરે વાજીંત્રો કાંણા પાડેલા હોઈ મુખની ફુંકથી કે પવન ભરીને, વગાડવામાં આવે છે, તેમને સુષિરવાદ્ય કહે છે.

(૩) અવનદ્દય વાદ્ય—જે વાદ્યોને મોઢે ચામડું મઢીને કે બાંધીને, વગાડવામાં આવે છે તેવા વાદ્યોને અવનદ્દય વાદ્ય કહે છે, જેમકે મૃદંગ, પખાવાજ, ઢોલક, ખંજરી તબલાં, ડફ, પડઘમ, રામઢોલ, નગારૂં, ત્રાંસુ, દાખલું, નોબત, એ બધાં વાજીંત્રોને અવનદ્દય વાદ્યના વર્ગમાં ગણી શકાય—

(૪) ઘનવાદ્ય—જે વાજીંત્રો, ધાતુના રસથી ઢાળીને બનાવેલાં હોવાથી નક્કર ઘન હોય છે, તેને ઘન વાદ્ય કહે છે, જેમકે ઘંટ, મંજીરા, ઝાંઝર, ઘુઘરા, ઝાંઝ, કરતાળ, વગેરે વાદ્યો ધાતુનો રસ કરી ઢાળેલાં હોય છે. ને તેઓ નક્કર હોવાથી, તેમને ઘન વાદ્ય કહેવામાં આવે છે.

તત વાદ્ય, અને સુષિર વાદ્ય, એ બે જાતના વાજીંત્રોમાંથી માત્ર સ્વરો વાગી પ્રકટી શકે છે, અને અવનદ્દય વાદ્ય, તથા ઘનવાદ્ય, એ બે જાતના વાજીંત્રોમાંથી કાળ કે, તાલની ગણત્રી પ્રકટતા થઈ શકે છે, તેથી પ્રથમ અને બીજા પ્રકારના વાદ્યો, તે સ્વર વાદ્ય છે, અને ત્રીજા તથા ચોથા પ્રકારના વાદ્યો, તે લયવાદ્ય છે, જેથી ચારે પ્રકાર વાજીંત્રોના, આ રીતે (૨) બે ભાગ પડે છે.

## ગાયનની મુખ્યત્તા—

સંગીતના ગાયન, વાદન, અને નૃતન, અને ત્રણ અંગોમાં ગીતની મુખ્યત્તા કહેલી છે, એ વિષે સંગીત રત્નાકરમાં કહ્યું છે કે,—

નૃત્યં વાદ્યાનુંગ પ્રોક્તં વાદ્યં ગીતાનુ વૃત્તિચ
અતોગીતં પ્રધાન ત્વાદ ત્રોડડ દાવ ભિધીયતે

નૃત્ય વાદ્યને અનુસરતું છે, અને વાદ્ય ગીતને અનુસરે છે, એટલા માટે તે સર્વેમાં ગીતની મુખ્યતા કહી છે, ગવૈયાઓમાં આજે પણ કહેવત પડી ગઈ છે તે એ છે કે, ઉત્તમ ગાના, મધ્યમ બજાના, કનીષ્ટ નાચના, ઔર બીકટ બતાના આ ઉપરથી જણાઈ આવશે કે, ગાયન બરાબર ગાતાં આવડે, તો વાદન અને નૃતન સહેલું છે, આજકાલ ઘણાખરા અભ્યાસીઓ, ગાયનના લગાર પણ જ્ઞાન કે અનુભવ, વીના હારમોનીયમ, સીતાર, કે તબલા, વગેરે વાદ્યો શીખવાનો આરંભ કરે છે, ને તેથી તેઓ, એ વિષયમાં ઘણા લાંબા વખત સુધી પ્રયત્ન અથવા અભ્યાસ કરવા છતાં, પણ અધુરા રહી જાય છે. માટે અમારી ખાસ ભલામણ છે કે, સંગીતના કોઈપણ વિષયના અભ્યાસીએ ગાયનનું જ્ઞાન અવશ્ય, મેળવ્યા પછી, બીજા વિષયનો અભ્યાસ શરૂ કરવો યોગ્ય છે.

## માર્ગ અને દેશી સંગીત.

ગીત, વાદ્ય તથા નૃતન; એ ત્રણે મળી કહેવાતું સંગીત માર્ગ, અને દેશી, એવા બે પ્રકારનું છે. પ્રાચીન

રૂષીમુનીઓ, વેદકાળમાં જે સંગીત કરતા, તે માર્ગ સંગીત, અને હાલમાં દેશ દેશનો રૂચી પ્રમાણે રાગ, રાગણીઓવાળું હૃદયને ખુશ કરનારૂં સંગીત કરવામાં આવે છે. તે દેશી સંગીત કહેવાય છે, એમાં માર્ગ સંગીતમાંથી, દેશી સંગીત ઉત્પન થયું છે, માર્ગ સગીતની મુળ ઉત્પતી વિષે પ્રાચીન ગ્રથોમાં કહ્યું છે કે બ્રહ્મદેવે, માર્ગ સંગીત, ભરતમુનીને શીખવ્યું, ભરતમુનીએ, અપ્સરાઓ, તથા ગંધર્વ સાથે મહાદેવની આગળ બજવી બતાવ્યું, એથી મહાદેવે ખુશી થઇ પોતે ભરતને તાંડવ શીખવ્યું, અને પાર્વતીએ લાશ્ય શીખવ્યું. પછી ભરતે પોતાના બધા શીષ્યોને શીખવ્યું મહાદેવની પાસે જે સેવકો હતા, તેમાંથી તંડુ નામના સેવકે (ગણે) તાંડવનો પ્રયોગ ભરતને બતાવ્યો, તથા પાર્વતીએ બાણાસુરની પુત્રી જે ઉષા તેને લાશ્ય શીખવ્યું, એમ પણ ગ્રંથમાં કહ્યું છે કે ઉષાએ, દ્વારકાની ગોપીયોને શીખવ્યું ને ગોપીયોએ, સૌરાષ્ટ દેશની સ્રીઓને શીખવ્યું. અને તેઓએ જુદા જુદા દેશોની સ્રીઓને શીખવ્યું. એવી પરમપરાથી અસલની સંગીત વિદ્યા અને તેની કળા ઉતરી આવ્યા વિષે સંગીત રત્નાકર નામના પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે કે માર્ગ સંગીતમાંથી દેશી સંગીતની ઉત્પત્તી થઈ છે, સંગીત શાસ્ર ઉપર મતંગ, વિશાખીલ, દંતીલ, વિશ્વાવસુ, કંબલ, અર્જુન, નારદ, રાવણ, તુંબરૂ, ભરવ, હનુમાન વગેરે અનેક વિધ્વાનોએ, અતી પ્રાચીન કાળમાં ઘણા ગ્રંથો લખી રાખ્યા હતા, એમ જણાય છે.

ગયા સાતસો, આઠસો વરસમાં પણ સંગીતના અનેક ગ્રંથો રચાવવાનું જાણવામાં આવ્યું છે જેવાં કે સંગીત કળાધર, સંગીત આદિત્ય, સંગીત ચિન્તામણી સંગીત શાસ્રી, પ્રોફેસર, ભી. બરવેનું. ગાયન વાદન પાઠમાળા પ્રોફેસર મૌલાબક્ષ, ગાંધર્વ મહાવિધ્યાલયના પ્રોફેસર પંડીત વિશ્નુ દીગંબર તેમજ સંગીત શાસ્રી વિશ્નુ નારાયણ ભાર્તખંડે રા. રા. દામોદર જગજીવન વિગેરે વિગેરે પ્રખ્યાત સંગીત શાસ્રીઓના, પુસ્તકો વાંચવાથી સંગીતના અભ્યાસીઓને સંગીત શીખવું ઘણું સહેલું અને સરલ થઇ પડશે અમારો પોતાનો ખાસ અભ્યાસ, ઉપરના લખેલા પુસ્તકો ઉપરથીજ ખાસ અનુભવ મેળવ્યો છે.

**સંગીત સબ્દનો અર્થ**—સં એટલે સારી રીતે—અર્થાત ઉપાંગ સાથે, ગીત એટલે સ્વરોને અમુક નિયમ પ્રમાણે ગોઠવી ઉચ્ચાર વાતે—અર્થાત ગાવું એટલે ગાવાના ઉપાંગો સાથે તે સંગીત—ગાવું તે અંગ, અને બજાવું તથા નાચવું તે ઉપાંગ એ અંગોપાંગ મળીને સંગીત એવો શબ્દ થાય છે. માટે સંગીત શબ્દમાં ગાવું, બજાવવું, તથા નાચવું, એ ત્રણેનો સમાવેશ સમજવો.

**સંગીતના ભેદ**—સંગીત શાસ્રના બે ભેદ છે, ૧ સંગીતકળા ૨ સંગીત વિધા.

૧—સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે પોતે ગાઈ બજાવી તથા નૃત્ય કરી જાણવું તેને સંગીત કળા કહે છે.

૨—સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે હરકોઈ ચીજ ગાવા બજાવવા જેવી કરી આપવી કે જે માણસને, તે ચીજ આવડતી હોય તોપણ તેને જોઈ ગાઇ બજાવી શકે તેનું નામ સંગીત વિદ્યા, જેને હાલ નોટેશન કહે છે તે.

## સંગીતાધિક્ય.

ગાવું બજાવવું તથા નાચવું, એ ઈશ્વર સૃષ્ટિમાં સર્વ પ્રાણી માત્રને અધિક પ્રિય કરછે; વિવિધ પ્રકારના આનંદોમાંથી સંગીતનો આનંદ સદ્પ્રીતી કરનાર જોવામાં આવે છે. ગાયનથી, જળ પદાર્થ પણ આનંદિત થાય છે, તો સચેતન પ્રાણી કેમ મોહીત ન થાય તેના પ્રાચીન દૃષ્ટાંતો ઘણા છે જેમકે—

શ્રીકૃષ્ણ મહારાજે મુરલી બજાવી તેથી યમુના નદીનું પાણી સ્તંભધ થયું હતું, અને નાયક બૈજુના ગાવાથી પત્થર પણ પીગળી ગયો હતો વિગેરે દૃષ્ટાંતો ઘણા છે. વળી પશુ વર્ગમાં પણ સર્પ, હરિણ વિગેરેને ગાયન વિશેષ પ્રિય છે એમ સ્પષ્ટ જણાય છે, જુઓને સર્પ પુંગી સાંભળીને કેવો ડોલે છે, તેમજ હરિણના નાદ શ્રવણના લોભથી પારાધીને પોતાનો પ્રાણ પણ કબુલ કરે છે કહ્યું છે કે—

## દોહા.

મેરે આંતકી તાંત કર, મેરી ખાલ બીછાવો;
મેરે સીંગકો નાદ કર, ગાવો ગાવો પુની ગાઓ.

ત્યાંસુધી હરિણને નાદ પ્રિય છે, વળી પક્ષી વર્ગમાં પણ, મયુર મેઘના નાદથી નાચે છે, તો મનુષ્ય વર્ગમાં શું કહેવું. અર્થાત સર્વ મનુષ્યને ગાયન વિશેષ આનંદકારી છે. સર્વ મનુષ્યો, ગાયનને સર્વોપરી વિદ્યા સમજી દેશ ભિન્ન પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તેના ધારા બાંધી ગાયનના આનંદનો લાભ લેતા જણાય છે.

## સંગીતોત્પત્તિ.

સંગીત શાસ્ત્રની ઉત્પતિ, મુખ્ય દેવ વર્ગમાં મહાદેવ, દેવી પાર્વતી, તથા સરસ્વતી, તથા શ્રીકૃષ્ણ, અને બ્રહ્મા વિગેરેથી કહેવાય છે.

## ગાયક લોકોનું વર્ણન.

સંગીત વિદ્યા તથા સંગીત કળા શીખેલો હોય, બીજાને પણ શીખવી શકતો હોય તમામ માર્ગ તથા દેશી રાગો ગાતો હોય, બીજાને પણ ગાતાં શીખવી શકતો હોય, જેને ઘણી ચીજો પુરાણા ઉસ્તાદ લોકોની યાદ હોય, નવી ચીજો બનાવી શકતો હોય, તેમ ગાયનના હુન્નર કરનારાઓમાં જેની વિશેષ પ્રખ્યાતી હોય, તેમજ આલાપચારી પણ સારી રીતે કરી શકતો હોય, હરકોઈ રાગમાં જે રાગનું મીશ્રણ થતું હોય, તેને જાણી શકતો હોય કોઈ રાગમાં, કોઈ રાગનું મિશ્રણ કરી નવો અખતરો કહાડી શકતો હોય, સ્વરનો સાચો હોય, તેમ ઘણી તાલો જાણતો હોય, અને બજાવી પણ શકતો હોય, અને સંગીતની ચરચા કરી જાણતો હોય, તેને નાયક અથવા સંગીત આચાર્ય કરી કહે છે.

જે સંગીત આશ્ચર્ય, પ્રાચીન કાળમાં થઇ ગયા છે, કે જેને આપણે દેવ ગણીએ છીએ, તેઓના નામ—મહાદેવ, શ્રીકૃષ્ણ. ભરતરૂષી, હનુમાન, પિંગળનાથ, સરસ્વતી, દુર્ગા, શેષ, નારદ, તુંબરૂ, હાહા, હુહુ; કશ્યપ, રાવણ, અર્જુન, ઇત્યાદિ દેવ વર્ગના નાયકો ગણાય છે.

## મનુષ્ય વર્ગના નાયક લોકોના નામ.

ગોપાળ નાયક, બૈજુ બક્ષુ, અગીર, ખુશરો, બહુ ચરણ, ભગવાન, સોહંગ તાનસેન, સુબ્હાનખાન, સુરખાનખાન, ચાંદખાન, સુરજખાન, તાનરંગખાન, નામે તાનસેનનો દીકરો હનો મદનરાય, બાવા રામદાસ, બાવા સુરદાસ, લાલખાં, સ્વામી હરદાસ, સુલતાન. હુશેનસરકી, નોહાદ તે સિવાય મીર નાશર, અહમદ બીનકાર, દહલવી, બહાદુરખા, મસીદખાં, મસીદખાં દહલવી, સીતારબાજ, જઅફરખાન, અને પ્યારખાં, રૂગાબી, તથા સુરસીંગારી હદ્દુ હસ્સુખાન, ગ્વાલેરી, સદારંગ, અદારંગ, અમૃતસેન રહીમસેન, સીતારબાજ હૈદરબક્ષસ, સારંગીનવાજ જુલનકરન ફિરંગી, એ તાનસેનનો શાગરત હતો ઇત્યાદિ

## ઇટાલીયન નાયકો.

મોઝર્ટ રોસિસીની, હેડન, વિગેરે મ્યુઝીકમાં કુશળ હતા.

## ગાયક જાતિ.

ગવૈયા ત્રણ પ્રકારના કહેવાય છે, (૧) ઉત્તમ (૨) મધ્યમ, (૩) અધમ, પોતે એકલો કોઇ વાદ્ય અથવા ગાયકની મદદ વિના ગાઇ શકે તે ઉત્તમ—બીજો હરકોઇ વાદ્યની મદદથી, ગાઇ શકે તે મધ્યમ—ત્રીજો હરકોઇ વાદ્ય અથવા ગાયક તે બેની મદદ સિવાય સારૂ ગાઇ શકે નહીં તે અધમ.

 

# સ્વર વિષે.





ષડજ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, એ સાત સ્વર છે, તેની સ, રિ, ગ, મ, પ, ધ, ની એ સાત ટુંકી સંજ્ઞાઓ છે. એ સાતે સ્વરો શુદ્ધ (નેચરલ) કહેવાય છે, તેમાં સ, અને પ, સ્થાયી (સ્થિર કાયમ) સ્વર છે, ને બાકીના રિ, ગ, મ, ધ, નિ, એ પાંચ અસ્થાયી (અસ્થિર કાયમ નહી રહી શકે તેવા વિકાર પામે તેવા) ગણાય છે, જેથી એ સ્વરોના કોમળ (ફ્લેંટ) તીવ્ર (શાર્પ) એવા બે ભેદ પડી શકે છે, તેથી તે વિકૃત (વિકાર પામે તેવા) કહેવાય છે. કોમળ એટલે શુદ્ધ સ્વરથી અર્ધો ઉતરતો સ્વર, અને તીવ્ર એટલે શુદ્ધ સ્વરના કરતાં અર્ધો સ્વર ચડતો વિકૃતસ્વરમાંથી રિ, ગ. ધ, નિ. એ ચાર સ્વરના કોમળ થઇ શકે છે. અને મ, એકલો તીવ્ર થઇ શકે છે, તે નીચેની આકૃતિ ઉપરથી સમજી શકાશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | તીવ્ર | | | તીવ્ર | | | |
| ૭ | શુદ્ધ સ્વર, | સ–/–રિ–/–ગ–મ/મ–પ–/–ધ–/–નિ–સ | | | | | |
| | | રિ | ગ | | ધ | નિ | |
| ૪ | કોમળ | કોમળ, | કોમળ, | | કોમળ, | કોમળ | |

સાત સ્વર પોતે પરસ્પરમાં કેવા અને કેટલા અંતરથી રહેલા છે તે આ આકૃતી ઉપરથી સમજી શકાશે. જે સ્વરની વચ્ચે વધારે અંતર હોય, તેની વચમાં એક પેટાસ્વર નાખવામાં આવે છે. ગ મ અને ની સ વચ્ચે અંતર એટલું થોડું છે, કે તેની વચમાં, પેટાસ્વર નાખી શકાતો નથી, તેથી તેમને અર્ધ અંતરવાળા કે અર્ધ સ્વર (હાફનોટ) કહે છે, ને બાકીના, સરિ, રિગ, મપ, પધ, ધનિ, એ પાંચ સ્વરો વચ્ચે, અર્ધ

સ્વરોના કરતા વધારે અંતર હોય છે, તેથી તેમની વચમાં એક એક પેટાસ્વર નાખવામાં આવે છે, એ પાંચ સ્વરો પુર્ણ સ્વર (હોલનોટસ) કહેવાય છે. હવે એ પાંચ સ્વરોની વચ્ચે જે એક એક પેટાસ્વર પડયો તેનાં નામો આગળના સ્વરની નજરે કોમળ, અને પાછળના સ્વરની નજરે તીવ્ર તરીકે પડી શકે, પરંતુ એમાં એક બે વાતો સમજવાની છે, તે એકે સ, અને પ, એ બે સ્થિર હોવાથી તે વિકાર પામતા નથી, જેથી તેની આસપાસના પેટા સ્વરોને તેના કોમળ કે તીવ્ર એવું કહી શકાય નહીં, તેમજ કોઇ પણ સ્વરનો પ્રદેશ તેની પાસેના પાછલા સ્વરથીજ ગણી શકાય છે. જેમકે, રિ, નો પ્રદેશ તેની પાછળનો જે, સ, સ્વર તે પુરો થયા પછીથી તે રિ, પોતે જ્યાં પુરો થાય છે ત્યાં સુધીજ ગણી શકાય છે તેમ ગ, નો પ્રદેશ રિ, પુરો થાય ત્યાંથી તે ગ, પોતે પુર્ણ થાય છે ત્યાં સુધીજ ગણી શકાય, આથી જે સ્વરના પ્રદેશ કે હદમાં જે પેટાસ્વર નાખવામાં આવે તેનું નામ પણ હદ જેની હોય તે સ્વરના નામ ઉપરથીજ પડે, જેમકે સ, અને રિ. વચ્ચેનો પ્રદેશ (કે હદ) રિ, નો છે, તો તેની વચ્ચે નાખવામાં આવતો સ્વર શુદ્ધ રિ, થી, અર્ધો ઉતરતો હોવાથી તે રિ, કોમળ એ નામથી કહેવાશે. એજ નિયમ ગ, ધ, નિ, સ્વરોના કોમળને માટે સમજી લેવો ફક્ત મ, તીવ્રને માટે એટલું ધ્યાનમાં રાખવાનું છે, કે, મ, નો પોતાનો પ્રદેશ ગ. થી તે પ, સુધી છે, ગ અને મની વચ્ચે એટલું બધું (વધારે) અંતરજ નથી કે ત્યાં પેટાસ્વર નાખી શકાય. ત્યાં પેટાસ્વર નાખી શકાયો હોત તો તેને મ, કોમળ કહી શકાત, પરંતુ ત્યાં વિશેષ અંતર ન હોવાથી ત્યાં પેટા સ્વર પડી શકતો નથી, હવે મ, અને પ, વચેની વાત રહી, પ, પોતે અવિકૃત કે સ્થાયિસ્વર છે તેથી તે કોમળ કે તીવ્ર થઈ શકતો નથી, તે જો કોમળ તીવ્ર થઇ શકતો હોત તો

તેની આસપાસ બંને તરફ જે અડધે અડધે અંતરે સ્વર
નાખવામાં આવ્યાં છે તે અનુક્રમે પ, કોમળ અને પ, તી
એ નામથી કહેવાત. પરંતુ પ, સ્થાયીસ્વર હોવાથી પ, તી
કે કોમળ એવી પરિભાષા વાપરી શકાય નહી તેથી, મ, પ
વચ્ચે નાખવામાં આવતા અર્ધા અંતરવાળા સ્વરને મ તી
કહ્યા વિના છુટકોજ નહીં.

આ પ્રમાણે સ, પ, ફક્ત શુદ્ધ રિ, ગ, ધ, નિ, એ ચા
શુદ્ધ તેમની વચ્ચેના ચાર કોમળ અને મ, શુદ્ધ તથા તી
મળી કુલ ૧૨ સ્વરો ગણાય છે, તેમને જો અનુક્રમે લખ
માંડીએ તો તે દરેક નીચેના ક્રમ પ્રમાણે લખી શકાય.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| સ, | શુદ્ધ રિ, કોમળ રિ, | શુદ્ધ ગ, | કોમળ ગ | શુદ્ધ મ, | શુદ્ધ મ, | તી |

| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|
| પ, | શુદ્ધ ધ, | કોમળ ધ, | શુદ્ધ નિ, | કોમળ નિ, શુદ્ધ સ, શુ |

આ પ્રમાણે ૭ શુદ્ધ ૪ કોમળ. અને ૧ તીવ્ર મળી કુ
૧૨ સ્વરની રચના છે.

## સ્વરનાં સપ્તકો વિષે

સાત શુદ્ધ સ્વરોનો જથો તે સપ્તક કહેવાય છે, એવ
કુલ ૭ સપ્તકો છે પરંતુ સાધારણ ગાવા વગાડવામાં તો
સપ્તકોનોજ ઉપયોગ કરવામાં આવે છે તેમાં મુખ્ય એટલે
બહુ વપરાતું એવું જે સપ્તક છે, તે મંદ્ર સપ્તક (ખરજના સુર
કહેવાય છે ને મધ્યમથી ઉંચેનું તે તાર સપ્તક (ટીપના સુર
કહેવાય છે એ ત્રણે સપ્તકોને અનુક્રમે માંડીએ તો નીચે
પ્રમાણે માંડી શકાશે.

મંદ્ર સપ્તક (ખરજના સુર) મધ્ય, સપ્તક, તાર સપ્તક (ટીપના સુર),

ચાલુ વપરાસમાં આવતા હાથ કે પગનાં કોઈ પણ હારમોનિયમમાં આ ક્રમ પ્રમાણેજ સ્વરોના પડદા ગોઠવેલા જોવામાં આવશે.

## સ્વર અને સપ્તકનાં ચિન્હો વિષે

સ્વરોનો કોમળ તીવ્ર કે શુદ્ધ પ્રકાર તેમજ તે કયા સપ્તકનો છે તે લખાણથી સમજાવી શકાય તે સારૂ તેનાં ચિન્હો ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે. શુદ્ધ સ્વરને માટે ચિન્હની જરૂરજ નથી કોમળ સ્વરને માટે સ્વરના નીચે (કો) ચિન્હ કરવામાં આવે છે અને તીવ્ર સ્વરને માટે સ્વરને નીચે (તી) મુકવામાં આવે છે જેમકે રિ, ગ, ધ, નિ, મ, ત્રણ
(કો કો કો કો તી)

સપ્તકોમાંનુ જે મધ્ય સપ્તક છે તે હમેશાં વપરાતું હોવાથી તે મુખ્ય તરીકે ગણાય છે તેથી તેને ચિન્હની જરૂરજ નથી માત્ર મન્દ્ર સપ્તકના સ્વરોને માટે આવો (ખ) અને તાર સપ્તકના સ્વરોને માટે આવી (ટી) નીચે મુકવામાં આવે છે જમકે સા, રિ, ગ, મ, પ, ધ, ની (મંન્દ્ર સપ્તક) અને
(ખ ખ ખ ખ ખ ખ ખ)

સા, રિ, ગ, મ, પ, ધ, નિ, (તાર સપ્તક) હવે એ ત્રણે
(ટી ટી ટી ટી ટી ટી ટી)

સપ્તક અને તેમની વચ્ચેના કોમળ તીવ્ર સ્વરો એ સઘળાને ચિન્હથી અનુક્રમે લખીએ તો આ પ્રમાણે લખી શકાશે.

**મન્દ્ર સપ્તકનાં સ્વરો.**

રિ, ગ    મ, ધ, નિ<br>
કો કો    તી કો કો<br>
સા, રિ, ગ મ, પ, ધ નિ,<br>
ખ ખ ખ ખ ખ ખ ખ

**મધ્ય સપ્તકનાં સ્વરો.**

રિ, ગ    મ, ધ, નિ,<br>
કો કો    તી કો કો<br>
સા, રિ, ગ, મ, પ, ધ નિ

**તાર સપ્તકના સ્વરો.**

રિ, ગ, મ, ધ નિ<br>
કો કો તી કો કો<br>
સા રિ ગ મ પ ધ નિ<br>
ટી ટી ટી ટી ટી ટી ટી

આ ચિન્હો અમુકજ નક્કી કર્યાં છે તે સમજી લેવા શિક્ષકે આટલું સમજાવી વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ હારમોનિયમ બતાવી સ્વર અને સપ્તકોની રચના કેવા પ્રકારથી રચાયલી છે તેની સમજુતી આપવી.

## સ્વર માલાના આરોહ અવરોહ.

સાતે સ્વર પરસ્પર એક બીજાથી ચઢતા ચઢતા દરજ્જાથી ગોઠવાયલા છે. જેમ નીસરણીનાં પગથીયાં હોય તેમ, નીસરણીનાં પહેલા પગથીયાથી ઉપર ઉપર ચઢીએ તો તે આરોહ કર્યો કહેવાશે, ને નીચે ઉતરીએ તો અવરોહ કરેલો કહેવાશે .સ્વરોનું પણ તેમજ છે **અથી** કે બીજા કોઇ પણ સ્વરથી ઉપર ઉપરનાં ચઢતા સ્વરો લઇએ તો આરોહ કરેલો ગણાય, **અથી** કે કોઇ પણ સ્વરથી તેની નીચેના સ્વરો લઇને ઉતરતા આવીએ તો તે અવરોહ કરેલો ગણાય, સાતે સ્વરો આરોહ ક્રમથી અને અવરોહ ક્રમથી ગોઠવીએ તો આ પ્રમાણે ગોઠવાશે.

આરોહ ક્રમ—સા રિ ગ મ પ ધ નિ સા
અવરોહ ક્રમ–સા નિ ધ પ મ ગ રિ સા

સ્વર અને તેના આરોહ અવરોહનું જ્ઞાન થવા માટે વિધ્યાર્થીઓને નીચેના અભ્યાસ પાઠો આપી તે દરેકનાં આરોહ અવરોહ કરાવવા.

(૧) સા (૨) સા સા (૩) સા સા સા (૪) સા સા સા સા (૫) સા રિ ગ (૬) સા રિ ગ મ (૭) સા સા રિ રિ ગ ગ (૮) સા સા રિ રિ ગ ગ મ મ આ આઠ મનોયત્નો શીખ્યા પછી નીચેની જરાક મિશ્ર પ્રકારથી ગુંથેલી સ્વરમાલાઓ શીખવવી. (૯) સ રિ સ રિ ગ (૧૦) સ રિ સ રિ ગ મ (૧૧) સ સ સ સ સ રિ ગ મ (૧૨) સ રિ સ રિ સા રિ એ મ (૧૩) સ રિ ગ સ રિ ગ મ (૧૪) સ રિ ગ મ મ ગ રિ સા (૧૫) સ રિ ગ મ મ ગ રિ સ સ રિ ગ મ એ પ્રમાણે શરગમો આપી તેના સાત સ્વર સુધીના આરોહ અવરોહ કરાવવા (એમાં તાલનું ધોરણ રાખવાની જરૂર નથી.)

રાગના ઔડવ, સાડવ, સંપૂર્ણ વક્રસંપૂર્ણ અને સંકિર્ણ એ પાંચ પ્રકારનાં વર્ગો છે, જેમાં પાંચજ સ્વરો આવે તે, ઔડવ વર્ગના રાગો ગણવામાં આવે છે. જે રાગમાં છ સ્વર આવે તે સાડવ જેમાં સાતે સ્વર એટલે કે સંપૂર્ણ સ્વરો આવે તે રાગ સંપૂર્ણ વર્ગના ગણાય છે, આરોહમાં પાંચ કે છ સ્વર હોય ને અવરોહમાં સાતે સ્વર હોય અથવા તો આરોહમાં સાતે સ્વર આવે અને અવરોહમાં પાંચ કે છ સ્વર લાગે તેવા રાગોનો જે વર્ગ તેને વક્રસંપૂર્ણ એવું નામ અપાય છે, વક્રસંપૂર્ણ વર્ગમાં નીચે પ્રમાણે (૪) પેટાવર્ગ પડી શકશે.

૧—ઔડવસંપૂર્ણ—આરોહમાં પાંચ ને અવરોહમાં સાત સ્વર
આવે તેવા રાગ.

૨—સાડવસંપૂર્ણ—આરોહમાં છ ને અવરોહમાં સાત સ્વર આવે
તેવા રાગ.

૩—સંપૂર્ણઔડવ—આરોહમાં સાત ને અવરોહમાં પાંચ સ્વર
આવે તેવા રાગ.

૪—સંપૂર્ણસાડવ—આરોહમાં સાત ને અવરોહમાં છ સ્વર
આવે તેવા રાગ.

આ રીતે વક્રસંપુર્ણના પેટા વર્ગો છે આ બધાને વક્ર-સંપુર્ણ કહેવાનું કારણ એ કે તેમાં જો કે સાત સ્વર તો આવેજ પરંતુ તેમની ગતી આરોહ કે અવરોહમાં અમુક પાંચ કે છ સ્વર લઈને વાંકી વક્ર રીતે થતી હોવાથી તેમને એ નામ આપ્યું છે. આ બધાએ વર્ગ ઉપરાંતના રાગોના વર્ગને સંકિર્ણ કહે છે, સંકિર્ણ શબ્દના મિશ્ર અનેક પ્રકારનું ટુંકું સંકુચિત વગેરે અર્થો થાય છે એ અર્થ પ્રમાણે જેની સ્વર-માલાઓ આરોહ અવરોહમાં ઘણી વિસ્તાર પામતી ન હોય ને સહેજ સહેજમાં સ્વરો આરોહ કે અવરોહ પ્રવાહમાં ચાલ્યા જતા હોય અથવા ચઢઉતર થતાં હોય તે બધો રાગ આ વર્ગના ગણાય છે.

રાગમાં જે સ્વર ઘણો વપરાય અથવા જે સ્વર મુખ્ય હોય છે તેને અંશ (રાગનો મુખ્ય ભાગ) કહે છે રાગનો બધો આધાર એ સ્વર ઉપરજ રહે છે, અંશને વાદી ગણીને પછી તેના સંવાદી કે અનુવાદી સ્વરોને ઓછા વધતા લંબાવવાથી રાગનું સ્વરૂપ બરાબર જામે છે, ઘણુખરા રાગ એવા પણ છે

કે, જેની રચનામાં અંશ કે વાદી સ્વર કયો છે, તે ચોક્કસ સમજાતું નથી, તેવા રાગોની સ્વર રચનામાંથી, કયા સ્વરને વાદી ગણવો, તે સાધારણ અભ્યાસીની કલ્પનાથી બહારની બાબત છે. ગાવા વગાડવામાં શરૂઆતમાં જે સ્વરથી આરંભ કરવામાં આવે છે, તેને ગ્રહસ્વર કહે છે એટલે કે, રાગનો આલાપ કે વાદન જે સ્વરથી ગ્રહણ કરવામાં આવે છે તે સ્વર તે ગ્રહ છે. રાગની સમાપ્તિ કે આખર (ત્યાગ) જે સ્વર ઉપર કરવામાં આવે છે તે ન્યાસ કહેવાય છે. ન્યાસ એટલે ત્યાગ અને તે જે સ્વર ઉપર કરવામાં આવે છે તે સ્વર ઘણોખરો સમ કે માન ઉપર આવે છે, માટે તે પણ ધ્યાનમાં રાખવો ઘટે છે, ગ્રહ અને ન્યાસ સ્વરના કરતાં અંશ સ્વરનું મહત્વ અતિશય છે. કેમકે તે રાગનો ખરો આધાર સ્તંભ છે.

હરેક રાગના આરોહ અને અવરોહના સ્વરો સમજાયા પછી તેમની ગતિના નિયમો કયા છે, તે જાણવા જોઈએ પાંચ (ઔડવ) છ (ષાડવ) અને સાત (સંપુર્ણ) સ્વર જેમાં આવે તેવા રાગોના સબંધમાં કંઈ વિચાર કરવાનો હોતોજ નથી, આજ જે રાગ આરોહમાં પાંચ કે છ સ્વર લે, અથવા અવરોહમાં પાંચ કે છ લે, તેના સબંધમાં જરાક સંભાળ લેવાની જરૂર છે. એ સબંધમાં એકજ નિયમ ધ્યાનમાં રાખવાનો છે અને તે એજ કે (અ) આરોહમાં જે સ્વર બાદ હોય તે સ્વર આરોહમાં નહીંજ લેવો, પણ જો તે સ્વર કદાચ લેવામાં આવ્યો હોય તો ત્યાંથી આગળ વધી આરોહ નહી કરતા અવરોહમાં પાછા આવી નીચે ઉતરી આવવું તેમજ (બ) જે રાગના અવરોહમાં જે સ્વર બાદ હોય તે અવરોહમાં નજ લેવો; પરંતુ અવરોહમાં જો તે લેવાયો તો ત્યાંથી નીચે નહીં ઉતરતા આગળ વધી

આરોહમાં ચાલ્યા જવું, આ નિયમ સમજાવવામાં સહેલો છે, પરંતુ ગાયન કે વાદનમાં ક્રિયા કરતી વખતે પ્રત્યક્ષ ઉપયોગ કરવામાં સંભાળવો બહુ મુશ્કેલ છે એ સબંધમાં વક્રસંપુર્ણ રાગના પ્રસંગમાં ઘણુંજ ધ્યાન આપવું ઘટે છે, એવા રાગમાં આરોહ કે અવરોહમાં જે જે સ્વરો બાદ કરવાના હોય છે તે વિષે ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

## ગાયન વાદનના નવા અભ્યાસી માટે હારમોનિયમની ભલામણ.

સાત સ્વર વગાડવા માટે શરૂઆતના અભ્યાસીઓને માટે ક્યા વાજાં સારાં એટલે કે આજકાલ જે વાજાં વપરાય છે તેમાંથી નવા અભ્યાસીને વધારે સરલ તથા અનુકુળ થઇ પડે એવું વાજું કયું, એ સવાલનો નિર્ણય કરવો જોઇએ. આજ કાલ હારમોનિયમ, પિયાનો, ફિડલ, એ ત્રણે અંગ્રેજી વાજાંનો તેમજ સિતાર, તાઉસ, દિલરૂબા, એ ત્રણે દેશી વાજાંનો ઉપયોગ બહુજ થાય છે તે બધાના જાણવામાં છેજ, એ બધામાં નવીન અભ્યાસીને માટે હારમોનીયમ બહુજ સહેલું થઈ પડે તેવું છે, કેમકે દેશી વાજાની અને ફિડલની એક પંચાત એ છે કે પ્રથમ તો તેના તાર મેળવવા પડે છે ને ત્યારબાદ તે ઉપયોગમાં આવી શકે છે, તેથી જેને સ્વરનું જ્ઞાન લગાર પણ નથી એવા અભ્યાસીને માટે હારમોનીયમ સિવાય બીજાં બધાં નકામાં છે. જો કે હારમોનીયમ કરતાં બીજાં બધા વાજાં મીઠાશમાં વધારે હોય છે એ ખરૂં છે પરંતુ તેમને મેળવવાની મુશકેલીને લીધે નવા અભ્યાસીને બહુ અડચણ રૂપ થઇ પડે છે, હારમોનિયમનો સ્વર મોટો તેના પડદાની ગોઠવણ, સરલ અને તેને મેળવવાની પંચાતી નહિ તેથી બહુ ઉપયોગી છે.

પીયાનો નામનું વાજું પણ તેવુંજ છે પણ તે શરૂઆતમાં શીખનારને માટે તેટલું ઉપયોગી નહિ ગણી શકાય કેમકે તેનો સ્વર ટુટક હોય છે તેમાં અંદરથી તાર હોય છે તેથી તેના તાર એક વખત મેળવ્યા પછી કેટલેક વખતે ઉતરી જાય છે તેથી તેના સ્વર વખતે બે સુર થઇ જાય છે તો તેને પાછી મેળવવાની મોટી પંચાત, જેથી પિયાનો નામનું વાજું પણ શરૂઆતના અભ્યાસીને માટે ઉપયોગનું ઓછું ગણાય આ બધા કારણોથી નવીન વિદ્યાર્થીઓને માટે નાદનું શ્રવણ પ્રત્યક્ષ એટલે કે સુરનું જ્ઞાન ચોખ્ખી રીતે બહુ સારૂ થવા માટે હારમોનિયમની અમો ભલામણ કરીએ છીએ.

હારમોનિયમમાં સા, નો પડદો વગાડી તેનો સ્વર મનને શાંત કરી ખુબ સાંભળવો, પછી તે સુરમાં આપણો અવાજ મેળવી દઇ મોઢેથી સા, એવો અક્ષર બોલી હારમોનિયમ અને આપણા ગળામાંના સુરને એક તાર કરી ખુબ ઘુંટવો દરેક વખતે મનને હારમોનિયમના સુરમાં તથા તે સાથે મેળવેલા કંઠમાંના અવાજમાં પરોવી દેવું ને જ્યારે એમ જણાય કે હવે સા, નો અવાજ કાનથી બરાબર ધ્યાનમાં (ખ્યાલમાં) લેવાઇ ગયો છે, ત્યારે સા, ને મુકી એજ પ્રમાણે રિ, નો સ્વર ઓળખવાનો અભ્યાસ કરવો આમ કરવાથી સા, અને રિના, સ્વરમાંનો અને ગળાના અવાજમાંનો ફરક કાનથી ઓળખી શકાશે. તે પછી અનુક્રમે ગ, મ, પ, ધ, નિ, સા, સ્વરોને વગાડી તે સાથે ગાઇને ગળાના અવાજમાં મનને બરોબર પરોવતા જવું જેથી દરેક સ્વરો એક બીજાથી અવાજમાં ચઢતા ઉતરવા કેવી રીતે છે, તેની ઓળખાણ થવા માંડશે. આટલું થયા પછી સા, રિ ગ, મ, પ, ધ, નિ, સ, સ, નિ, ધ. પ, મ ગ, રિ, સ

એમ આરોહી અવરોહીના ક્રમથી ૨૦, ૨૫, કે ૧૦૦ વખત વગાડવા જવું ને સાથે સાથે ગાતા જવું ને એ પ્રમાણે સ્વરોનું થોડુંક ઓળખાણ થઈ રહે ત્યાંસુધી શીક્ષકને પાસે રાખવા, ને તેમની આગળ આ કહ્યું તે પ્રમાણે ક્રીયાઓ કરવી. એમ કરવાથી કોઈ પણ જાતની શંકા વિના સાત સ્વરનો અભ્યાસ કરી શકશો.

રાગાર્ણવ નામના સંગીતના ગ્રંથમાં ૩૬ રાગોને મુખ્ય માન્યા છે તેમાં ભૈરવ, પંચમ, નટ્ટ, મલ્લારી, માલવગોડ, અને દેશાંગ, એ છને મુખ્ય રાગ માની, તે દરેકના આશ્રિત પાંચ પાંચ રાગો મળી ૩૦ રાગ અને મુખ્ય ૬ રાગ મળી કુલે ૩૬ રાગ સ્વીકારેલા છે. કેટલાક ગ્રંથકર્તાઓએ ભૈરવાદી છ રાગ એટલે પુરૂષો તે દરેકની પાંચ પાંચ સ્રીઓ તથા તે પાંચ પાંચ પુત્રો મળી કુલ (૬+૩૦+૩૦=) ૬૬ રાગ રાગણી અને પુત્રોને પરીવાર કહ્યા છે. કેટલાક ગ્રંથકર્તાઓએ ૪૮ પ્રસિદ્ધ રાગ ગણ્યા છે એટલે તે એવી રીતે કે શ્રીરાગાદિ ૬ પુરૂષો તે દરેકની એક એક સ્રી મળી ૬ સ્રીઓ અને દરેક રાગના ૬-૬ પુત્રો મળી કુલે (૬+૬+૩૬) ૪૮ રાગ મુખ્ય માન્યા છે, કેટલાકના મત પ્રમાણે ભૈરવાદિ ૬ રાગ તેમની પાંચ પાંચ સ્રીઓ તે રાગણીઓ તે દરેક રાગના આઠ આઠ પુત્રો અને તે દરેક પુત્રોની એક એક સ્રી મળી કુલ એકંદર (૬+૩૦+૪૮+૪૮=) ૧૩૨ રાગ રાગણીઓનો પરિવાર થાય છે તેમાં પણ કેટલાક મત ભેદ છે અસલના વખતમાં તમામ રાગ રાગણીઓની સંખ્યા ૧૬૦૦ હતી એની ઉત્પત્તીના સબંધમાં એમ કહેવાય છે કે શ્રીકૃષ્ણની સાથે ૧૬૦૦ ગોપીયો રાસ ક્રીડા રમવામાં હતી તે પ્રસંગે એક એક ગોપીએ એક એક રાગ ગાઈને શ્રીકૃષ્ણને રીઝવ્યા ને એ રીતે ૧૬૦૦ રાગોની ઉત્પત્તી ગોપીયોના મુખમાંથી થઈ.

શંકરના મત પ્રમાણે મુખ્ય પાંચ રાગો છે, રાગોના ત્રણ પ્રકાર છે શુદ્ધ, સાલગ, અથવા છાયાલગ અને શંકિર્ણ તેમાં શુદ્ધ એટલે બીજા કોઈપણ રાગની સહાયતા વિના પોતેજ રંજન કરવાથી શકિત ધરાવી શકે તેવા રાગને શુદ્ધ રાગ કહે છે. જે બીજા રાગોની સહાયતાથી ખુશી કરી શકે એટલે કે જેમાં બીજા રાગોની થોડી છાયા આવે તે છાયાલગ, અને જે શુદ્ધ તથા છાયાલગ એ બનેના મિશ્રણથી રંજન કરી શકે તે શંકિર્ણ રાગ કહેવાય છે. શંકરને પાંચ મુખ કહેવાય છે અને તે દરેક મુખમાંથી એક એક રાગ નીકળેલો છે ને, પાર્વતીના મુખમાંથી એક રાગ નીકળ્યો કહેવાય છે, એમ મળી મુખ્ય છ રાગ આ પ્રમાણે છે. ૧ ભૈરવ, ૨ માલકોશ, ૩ હીંડોલ, ૪ દીપક ૫ શ્રીરાગ, ૬ મેઘરાગ, એ દરેકની પાંચ પાંચ સ્ત્રીઓ છે વળી એ છએ રાગના કેટલાકના મત પ્રમાણે પાંચ પાંચ પુત્રો છે, અને કેટલાકના મત પ્રમાણે આઠ આઠ પુત્રો છે, ને તેટલા પુત્રોનો પાછી એક એક સ્ત્રી રાગણી સ્વીકારવામાં આવેલી છે, એ સબંધમાં શંકરે પોતે કહેલું છે કે મ્હેં મ્હારા પાંચે મુખોથી અને પાર્વતીના એક મુખથી કુતુહલથી પ્રથમ છ રાગો ઉત્પન કર્યા તેજ શુદ્ધ રાગ છે. એ શુદ્ધ રાગોની છાયાથી ૩૬ સાલગ રાગો થયા અને તેમના મીશ્રણથી પુન્ન અસંખ્ય શંકિર્ણ રાગો થયેલા છે. શુદ્ધ રાગો તે શીવ રૂપે છે, શાલગ તે શકિત રૂપે છે અને એ બંનેના મીશ્રણથી થયેલા તે શંકિર્ણ રૂપ છે. મુખ્ય છ રાગ તેની સ્ત્રીઓ તથા તેના પુત્ર અને વળી તેની સ્ત્રીઓ વગેરે મળી થતો એ છ રાગનો પરીવાર દરેક રાગ કહ્યા વખતમાં ગવાય છે તેનું કોષ્ટક નીચે આપવામાં આવ્યું છે તે જોવાથી એ રાગોની સઘળી વ્યવસ્થા સમજી શકાશે. તે ઉપરાંત બીજા શંકિર્ણ રાગો ઘણા છે, મુખ્ય છ રાગ અને તેની રાગણીઓ વગેરે વિષેની માન્યતા જુદી જુદી છે તેમાં

ભરતનો મત જુદો છે ને હનુમાનનો તેમજ બીજા ગ્રંથકર્તાઓનો મત જુદો જુદો છે. આ દેશમાં હનુમાનનો મત વધારે માન્ય છે, એમ કહેવાય છે તે ગમે તે હોય પરંતુ એ વિષેની કલ્પના ગાયક વર્ગમાં કયા પ્રકારની હતી તેને માટે પ્રમાણરૂપ ગ્રંથ જો કોઇ હોય તો હિન્દી ભાષામાં રચાએલો, સુરતરંગીણી નામે ગ્રંથ છે અને તે લગભગ ૨૦૦ વરસની પહેલાનો રચાએલો છે તેમાં સ્વીકારેલો રાગ પરીવાર તે ગ્રંથ જોવાથી સમજણ પડશે.

રાગોની સંખ્યા અતિશય છે સમુદ્રના તરંગોની સંખ્યા જેમ થઇ શકતી નથી તેમ રાગોની પણ સંખ્યા થઇ શકતી નથી, એમ સોમનાથ, મતંગાચાર્ય વગેરે કહે છે, રાગાર્ણવ નામના માન્ય ગ્રંથમાં તો કહ્યું છે કે:—

> નરાગાર્ણં ન તાલાનામંતઃ કુત્રાપિ વિદ્યતે,
> રાગો અને તાલોનો પાર કયાંથી પામી શકાય

**સપ્તકનાં બે પ્રકાર**—સપ્તકના પ્રથમ પ્રકારને પૂર્વાર્ધ, અને બીજા પ્રકારને ઉત્તરાર્ધ કહે છે જેમ સા રિ ગ મ અને પ ધ નિ સ.

**સ્થાઇ સ્વર**—જે સ્વરમાં કાંઇ ફેરફાર થાય નહી, યાને જે સ્વરનાં તીવ્ર કોમળ થતા નથી, તેને સ્થાઇ સ્વર કહે છે, જેમ સા અને પ,

**અસ્થાઈ સ્વર—અથવા વિકૃત સ્વર**—જે સ્વરમાં ફેરફાર થાય યાને વિકૃત થાય છે, જેના તીવ્ર, કોમળ, થાય છે તેને અસ્થાઇ સ્વર કહે છે, જેમ રિ ગ મ ધ નિ કોઈ પણ શુદ્ધ સ્વરને અર્ધાંતર ચઢાવીએ કે ઉતારીએ તો જે સુર નવો થાય તે વિકૃત કહેવાય છે.

(શુદ્ધ)—સ્વર કુદરતના નિયમ મુજબ જે સ્વર નીકળે છે, તેને શુદ્ધ સ્વર કહે છે.

ગ્રામ ત્રણ છે—ષડજ ગ્રામ, મધ્યમ ગ્રામ, અને ગાંધાર ગ્રામ એ ત્રણ છે.

મુર્છના—સાત સ્વરોના ક્રમથી આરોહ તથા અવરોહ કરવો એકથી વધારે સ્વર કાર્ય કારણ ભાવથી આરોહણમાં અગર અવરોહણમાં યાને આરોહ અવરોહણમાં સાથે હોય તો તેને મુર્છના કહે છે.

મુર્છના કેટલી અને તેના ભેદો—મુર્છના એકવિસ છે મુર્છનાના મુખ્ય ભેદ ગ્રામાનુ સાર ત્રણ થાય છે પ્રત્યેક ગ્રામમાં ષડજ, મધ્ય, અને ગાંધાર એવા ત્રણ પ્રકાર છે.

શરૂતિ—જે અવાજનો પ્રતિધ્વની થાય તેની પહેલાનો જે ટુંકો અવાજ તેને શરૂતિ કહે છે. દરેક સ્વર બોલતી વખતે કેટલો વખત લેવો એ બતાવવાને વાસ્તે દરેક બે સ્વરની વચ્ચે છુટ રાખેલી છે, તે છુટને સુરયા અથવા શરૂતિ કહે છે.

શરૂતિ કેટલી છે—શરૂતિ બધી મળીને બાવીશ છે ષડજની ચાર, રિની ત્રણ, ગની બે, મની ચાર, પની ચાર, ધની ત્રણ, અને નિની બે.

ગમક—(દશવિધ) સ્વરને કાળની ગતી મળવાથી તેમાં ચલન ઉત્પન્ન થાય છે, હવે ચલનમાં સ્વર પ્રધાન અને તાલ પ્રધાન એવા બે ભેદ છે, સ્વર પ્રધાનક ચલનને ગમક કહે છે, તાલ પ્રધાનક ચલનને લય કહે છે.

**આરોહ=તાન;**—ક્રમથી ચઢતા સ્વરોનો ઉચ્ચાર કરતા જવું તેને આરોહ તેમજ તાન કહે છે. **અવરોહ=પલટાઃ** ક્રમથી ઉતરતા સ્વરોનો ઉચ્ચાર કરવો તેને અવરોહ તેમજ પલટા કહે છે.

**શિવ મત**—ગાવાનો ઢંગ સર્વથી કઠણ છે, આલાપચારીની રીતથી ગવાય છે.

**કૃષ્ણ મત**—આ મતમાં ઠુમરી, ગઝલ, ગરબી, ઇત્યાદી રસીક અને કાનને મીષ્ટ લાગે એવો ગાવાનો ઢંગ છે.

**ભરત મત**—આ મત પ્રમાણે ભજન, કીરતન, રસાલંકાર, સાથે ગવાય છે.

**હનુમન મત**—આ મતમાં ખ્યાલ, ટપ્પા ગાવામાં આવે છે.

**વાદી સ્વર**—રાગદર્શક જે સ્વર હોય તેનું નામ વાદીસ્વર, રાગનુ પહેલું રૂપ કરનાર સ્વરને વાદી સ્વર કહે છે. સંવાદી સ્વર વાદી સ્વરની આઠ કે બારમી શરૂતિવાળો સ્વર સંવાદી છે, અને વાદી સ્વર રાજાને સંવાદી સ્વર પ્રધાન કહેવાય છે.

**આલાપચારી**—હરકોઈ રાગ રાગણીના વાદી, સંવાદી, અનુવાદી સ્વરોને વિસ્તારીને તેજ રાગમાં આવતા સ્વરોનુ મિશ્રણ કરી તેનુ ચોખુ સ્વરૂપ જણાવવુ તેને આલાપ કે આલાપચારી કહે છે, આલાપમાં તાલ તથા અસ્તાઈ અંતરા વિગેરેની જરૂર નથી, પણ લયથી લેવાય છે.

**તાન**—એકથી વધારે સ્વરોનું ત્વરાથી આરોહણ થવું તેને તાન કહે છે. સ્વરોની ગતિ ગાતી વખતે એકદમ

